શ્રી

..વાની નરેશ મહારાણા શ્રી સર રણજીતસીંહજી
ર બહાદુર મહારાજાશ્રીત કે. સી. આઈ. ઈ.

## શ્રી આર્યોદય નાટક સમાજ

# સ્વયંવર

## નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર
મથુભાઈ શીવપ્રસાદ.
માલેક શ્રી આર્યોદય નાટક સમાજ.
આનંદભુવન થીએટર—અમદાવાદ.

આવૃત્તિ પહેલી.—પ્રત ૨૦૦૦.
વિક્રમાર્ક ૧૯૭૯ સને ૧૯૨૩.

મુલ્ય ૪ આના.

અમદાવાદ.

ધી 'ગણેશ' પ્રી. પ્રેસમાં ત્રીવેદી ઇશ્વરલાલ માણેકલાલે છાપ્યું.

ઠે. પાંચકુવા રોડ, બાર કલા.

# સ્વયંવર નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો.

### (મંગળાચરણ.)

**પ્રવેશ ૧ લો**—કૃષ્ણ પ્રત્યે વૈરભાવ દર્શાવતો શીશુપાળ, તેના મીત્ર રૂકમીનું આવવું, રૂકમીણીના સ્વયંવરનું શીશુપાળને આમંત્રણ, બંનેનુ કુંડીનપુર જવું.

**પ્રવેશ ૨ જો**—રૂકમીણી તથા સખીયોનો હાસ્યવીનોદ, રૂકમીણીનો કૃષ્ણ પ્રત્યે અનન્ય પ્રેમ, રૂકમીનું આવવું શીશુપાળનેજ વરમાળા પહેરાવવા કહેવું, રૂકમીણીને કૃષ્ણને સંદેશ.

**પ્રવેશ ૩ જો**—સત્યભામાની સખી નાગરીકા પર મોહાશક્ત થયેલ મદનસેનનું નાગરીકાની છબી લઈ આવવું, નાગરીકાનો મેળાપ, પ્રેમની માગણી, નાગરીકાનો ઈનકાર, મદનસેનની બળજોરી, શ્રીદામાનું આવવું, મદનને માર પડવો, બાદ મદનની સ્ત્રી રતીનું આવવુ, મદનની કઢંગી સ્થીતી, મદન તથા રતીનું જવું. ત્યારબાદ શ્રીદામા તથા નાગરીકાનો શૃંગારીક ઢાળવાળો હાસ્યવીનોદ, તથા કૃષ્ણ તેમજ સત્યભામાને સુવર્ણ સરોજ બાગમાં મેળવવા બંનેને સંકેત અને જવું.

**પ્રવેશ ૪ થો**—સંકેત પ્રમાણે કૃષ્ણને લઇ શ્રીદામાનું સુવર્ણ સરોજ બાગમાં આવવું, મણીચોર તરીકે કૃષ્ણને ઉદ્દેશતાં, સત્યભામાનું આવવું; સત્યભામા તથા કૃષ્ણનો પ્રેમ, સત્યભામાના પીતા સત્રાજીતનું આવવું, અને સત્યભામાને લઇ ચાલ્યા જવું, તેટલામાં રૂકમીણીનો સંદેશ, પત્ર લઇ કનક માલીકાનું આવવું, પત્રની બીના

જાણી રૂકમીણીના સ્વયંવરમાં જવા કૃષ્ણનું તુરત કુંડીનપુર તરફ વીદાય થવું.

**પ્રવેશ ૫ મો**—કૃષ્ણ કુંડીનપુરમાં આવ્યાના સમાચાર જાણી ખુશી થતા રૂકમીણી, શીશુપાળ તથા કૃષ્ણનું આવવું યુદ્ધની તૈયારી, ભીષ્મક મહારાજાનું આવવું. તકરારનું સમાધાન, બધાનું જવું, રૂકમીણી તથા કનક માલીકાનું આવવું, કૃષ્ણ કુંડીનપુરમાં પધાર્યા છે, તેવા શુભ સમાચાર કનક માલીકાએ રૂકમણીને આપવા. તથા રૂકમી અને શીશુપાળ સાથે કૃષ્ણની બોલાચાલી થઇ તે વીશે પણ જાણ કરવી, રૂકમીણીની ચીન્તા અને પ્રભુ પ્રાર્થના.

**પ્રવેશ ૬ ઠો**—ઠાઠ માઠ કરી નાગરીકાને ભગાવા જવા માટે મદનસેનની તૈયારી, રતીએ મના કરવી, પરસ્પર ચકમક અને સલાહ બાદ સતભામાને સુવર્ણસરોજ બાગમાં કૃષ્ણદેવની મુલાકાતે લઇ ગયેલ હોવાથી સત્રાજીતે નોકરીમાંથી રજા આપેલ નાગરીકાનું શ્રીદામાપર ગીડાતા આવવું શ્રીદામાનો મળાપ, સત્યભામાને ઘરમાં કેદ કરેલ છે તે નાગરીકાદ્વારા શ્રીદામાએ જાણવું, જોશીનો વેશ લઇ સત્યભામાને મુક્ત કરવાના સાધનો માટે જવું. તથા આવતી કાલે ચોકસ જગ્યાએ મળવાનો નિશ્ચય કરી બંનેનું વીદાય થવું.

**પ્રવેશ ૭ મો**—રૂકમણી સ્વયંવર શીશુપાળ, તથા રૂકમીની ઉતાવળ, કૃષ્ણદેવની ગંભીર્યતા, કથકૌશીક કૃષ્ણના મીત્રની ઉદારતા, યુદ્ધની તૈયારી, રૂકમીણીના વીનવવાથી યુદ્ધ તથા સ્વયંવરનું બંધ રહેવું.

ડ્રોપ.

## અંક ૨ જો.

---

**પ્રવેશ ૧ લો**—રૂકમણી પોતાને ન મળવાથી તથા સ્વયંવરમાં અપમાનીત થવાથી કૃષ્ણ, ભીષ્મક, તથા રૂકમણીપર ક્રોધ કરતો શીશુપાળ રૂકમીનું શાન્તવન, તથા રૂકમીણી શીશુપાળનેજ વરાવવાનો રૂકમીનો ઠરાવ બદલામાં શીશુપાળ તરફથી મહારાજા જરાસંઘના સેનાપતીપદનો મુકુટ રૂકમીને ભેટ, રૂકમીએ તે મુકુટ રૂકમીણી પાસે મોકલાવવો અને શીશુપાળ સાથ લગ્ન કરવા ફરજ પાડવી.

**પ્રવેશ ૨ જો**—મુગટને જોતી રૂકમીણી, કૃષ્ણદેવ પ્રત્યે પોતાનો અનન્ય પ્રેમ; ભીષ્મમહારાજનું આવવું, કૃષ્ણદેવની મહત્તા, અને શીશુપાળ તથા રૂકમીની દુષ્ટતા વીશે તેમના ઉદ્‌ગાર. રૂકમીનું આવવું. શીશુપાળ સાથે પરણવા માટે રૂકમીણીને દમદાટી, તથા પીતાને પોતાની વાતમાં સામેલ થવા દમ, સામેલ ન થવાથી ભીષ્મક કેદ.

**પ્રવેશ ૩ જો**—બેરીને થાપ આપી નાગરીકાની મુલાકાતે નીકળેલો મદનસેન શ્રીદામાનું જોશીના વેશે સત્યભામાને કેદ કરેલા છે, તે ઓરડાની ચાવી ચોકસ જગ્યાએ કાયમ કરાવવી, બાદ નાગરીકાનો મેળાપ, પરસ્પર ગમન, મદનસેનની મુલાકાત, તથા મદનસેનની કમબખ્તી.

**પ્રવેશ ૪ થો**—રૂકમીણી તથા સખીનું આવવું. કૃષ્ણદેવનું ગોવાળરૂપે આવવું. પાજાથી કૃષ્ણરૂપે પ્રત્યક્ષ થવું. રૂકમીણી હરણ.

**પ્રવેશ ૫ મો**—વીરહીણી સત્યભામા કૃષ્ણના વીચારમાં નાગરીકાનું આવવું, સત્યભામાને ધીરજ, સત્યભામાએ ચીતરેલી કૃષ્ણદેવની છબી લેઈ નાગરીકાનું જવું, સત્યભામાની દુઃખદ સ્થીતી.

**પ્રવેશ ૬ ઠો**—શ્રીદામાપર ચીડાતી ગોપી. મદનસેનનું આવવું. શ્રીદામા નાગરીકાને પરણાવવાનો છે, ફરી ગોપીને વધારે ઉશ્કેરવી. બાદ શ્રીદામાનું આવવું. મદનનો ગભરાટ, ગેટીનો આશ્રય. પરીણામે જાહેર થવું, મદનને માર.

**પ્રવેશ ૭ મો**—શ્રીકૃષ્ણ તથા રુકમીણી દ્વારકા તરફ રવાના, સામી કેટલાક સૈનીકોસહ આક્રમણ કરશે તેવા કથકૌશીક તરફથી કૃષ્ણને સમાચાર મળવા શ્રીકૃષ્ણનું નીડરપણું ભીષ્મક મહારાજને બંદીખાનામાંથી છોડાવી દ્વારકા લઈ આવવા માટે શ્રીકૃષ્ણની કથકૌશીકને સુચના, રૂકમીનું તથા બળરામનું સૈન્યસહ આવી પહોચવું, પરસ્પર યુદ્ધ, રૂકમીનો પરાજય. રૂકમીણીના સ્નેહની ખાતર રૂકમીને શ્રીકૃષ્ણે જાનથી ન મારતા કદરૂપ બનાવી છોડી દેવા.

## ડ્રોપ.



## અંક ૩ જો.

---

**પ્રવેશ ૧ લો**—પુત્રના હાથથી કેદ બાગરના દુઃખદ સ્થીતીમાં ભીમક, કથકૌશીકનું આવવું. ભીષ્મકને મુક્ત કરી બંનેનું દ્વારકા તરફ વીદાય થવું.

**પ્રવેશ ૨ જો**—શ્રી કૃષ્ણથી હાર પામેલા રૂકમીને કેટલાએક રાજાઓનું સાન્તવન રૂકમીનો આપઘાત કરવા નીશ્ચય, શીશુપાળે તેમ

થતા અટકાવવો, અને ફરીથી મોટા બળ સાથે દ્વારીકાપર ચઢાઇ કરવાનો ઠરાવ અને વીદાય થવું.

**પ્રવેશ ૩ જો**—સત્યભામાના વીયોગમાં કામથી પીડીત થતા કૃષ્ણ શ્રીદામાનું સત્યભામાના સમાચાર તથા શ્રીકૃષ્ણની સત્યભામાની ચીઠ્ઠી લઇ આવવું તેટલામાં રૂકમણીનું આવવું, હાસ્યવીનોદ રૂકમણી પાસે શ્રીદામા દ્વારા સત્યભામાના પ્રેમ સંબંધી ખુલાસો, રૂકમણીનુ પ્રસન્ન થવું. બધાનું જવું.

**પ્રવેશ ૪ થો**—મદનના વર્તનથી કંટાળી ગયેલી સ્ત્રી પોતાના પીતાને ત્યા જવાની તૈયારીમાં શ્રીદામાની સ્ત્રી ગોપીનું આવવું. અને રતીને ધીરજ, નાગરીકા શ્રીદામાની સાથેજ પરણનાર છે, તેવો ખુલાસો નાગરીકાના પ્રેમમાં પાછા પડેલ મદનનું આવવું, ગોપીદ્વારા, મદનની કસોટી, રતીની ખાત્રી થવી, રતી તથા મદનનો સુખ સંસાર.

**પ્રવેશ ૫ મો**—સત્યભામાને મળવા માટે શ્રીકૃષ્ણનું શ્રીદામા સાથે આવવુ, તેમજ સત્યભામા તથા નાગરીકાનું આવવુ, શૃંગારીક વીનોદ બાદ નારદનુ આવવુ. શ્રીકૃષ્ણ તથા સત્યભામાના તથા નાગરીકાના અને શ્રીદામાના લગ્ન, સત્રાજીત, ચારૂમતી, ભીષ્મક, રૂકમીણીનુ આવવું, ભીષ્મકના હાથે તથા સત્રાજીતના, હાથે કૃષ્ણને કન્યાદાન રૂકમી તથા શીશુપાળનુ સૈન્યસહ ચડી આવવું, પરસ્પર યુદ્ધ, રૂકમી શીશુપાળનો પરાજય રૂકમીણીના વીનવવાથી તેઓને જીવતદાન.

**ૐ શાંતી. શાંતી. શાંતી.**



# સ્વયંવર નાટકના પાત્રો.

## પુરૂષ પાત્રો.

શ્રીકૃષ્ણ.........દ્વારીકાધીશ દીવ્યનાયક.
ભીષ્મક.........કદીનપુરના મહારાજ, રૂકમીણીના પીતા
શિશુપાળ.......રૂકમણી સાથે લગ્ન કરવાનો ઉમેદવાર જરા-
સંઘનો સેનાપતિ.
રૂકમીયો.........ભીષ્મકનો પુત્ર, રૂકમણીનો ભાઇ
કૃથકૌશીક.......શ્રી કૃષ્ણનો પરમ મીત્ર
સત્રાજીત........સત્યભામાનો પીતા યાદવ
શ્રીદામા.........ગોવાળ, કૃષ્ણનો બાળમીત્ર
મદનસેન.......દેવસેન યાદવનો પુત્ર, રતીનો પતી નારદ,
દરબારી દ્વારપાલ સેવક વીગેરે.

## સ્ત્રી પાત્રો.

રૂકમીણી......રાજા ભીષ્મકની પુત્રી, કૃષ્ણ પત્ની
સત્યભામા......સત્રાજીત યાદવની પુત્રી કૃષ્ણની પત્ની
નાગરિક.........સત્યભામાની સખી શ્રીદામાની સ્ત્રી
ગોપી............શ્રીદામાની માતા
રતિ..............મદનસેનની સ્ત્રી
કનકમાલિકા......રૂકમણીની સખી

દાસ, દાસીઓ, વારાંગનાઓ વિગેરે.

# સ્વયંવર નાટકનાં ગાયનો.



## મંગળાચરણ.

સુત્રધાર-સુત્રધાર—

શ્રી રાધાવર શ્યામ વંદુ પ્રભુ
પ્રીયના આલીગને અંકીત જેના
ચંદન લીસ શુભ ગાત્ર........વંદુ૦
ગંધથી અંબર વન ભુમી સુંદર
વૃક્ષ ઘટા ઘન
રજની પરમ રમ્ય પ્રકાશ
યમુના તટીની કુંજવાસ રાધા માધવ વન વિલાસ
સુરભ વનીત સ્વેહાર સહીત શોભીત હૃદય ભાવ
સફળ કરો સફળ મનોકામ.......વંદુ૦

બાળાઓ— 1

ગાઓ રાધાવર શ્યામ ગોપીજન મન વીશ્રામ ·
યોગીજન મન આરામ આહા
ગોપી મન માન સરસ રસીયા રસરાજરે
યોગી મન માન સરસ વસીયા હંસરાજ એ
મધુર મોરલીના ગાને હા હા

ઘેલી કીધી વૃજ વામ હા હા
નંદના નંદન જગદા નંદન વંદન ચરણમા...ગાઓ૦

રૂકમીણી-સખીયો— ૨

મીઠી મીઠી બહાર આલી રૂતુરાજની સોહાએ
ફુલ બકુલ અમુવા ખીલ્યાં ગુલ રંગ બે રંગ ગંને મીઠી૦
મધુર પરીમલ બહેકી રહ્યાં રસરાજની આણ ફરે
મંજુલ કુંજન પક્ષ ગણોના મધુકર ગુંજ કરે...મીઠી૦
મયુર મયુરી નાચી રહ્યા સખી નવ નવ ખેલ કરે
વિશ્વ નિયંતાની બલીહારી ચીત આનંદ ભરે... મીઠી૦

રૂકમીણી— ૩

સુંદરવર શ્યામ શરીર એ મોહન મુરતી મનોહારી
નવિન નવિન સુંન્દરતા ભરી જ્યાં
નીરખી નયન અમૃત રસ પીતાં
તૃશીત ચક્ષુ રહી મારી
જ્યા જ્યાં દ્રષ્ટી ફરતી મારી ત્યાં રાધાવર કુંજબીહારી
મુરલી અધરપર ધારી—
ગગન સુદ્રશ ઘન શ્યામ સુંન્દર એ સકળ બ્રહ્માંડ
વિષે ભરપુર એ
મુજ મન રજની વીહારી, શ્રી કૃષ્ણચંદ્ર છબી ન્યારી—સુંદર

રૂકમીણી— ૪

ચીત ચોર એ નંદકીશોર કને કહેજે સજની કરૂણા કરજો
નથી કાગળ આપણું લેખ વિધિ નથી અક્ષર અક્ષર પ્રેમ નિધિ

તેમાં સ્નેહની શ્યાહી મેં પુરી દીધી વાંચીને દીનાનાથ દુખ હરજો
સોંપ્યું મેં તન મન પ્રિયતમ તમને દરકાર બીજાની ન લેશ મને
દીલ નાવડું આપ સુકાની કને હવે આપજ હાથ હરી ધરજો–

સખી—

અધીરા સખી એ ગીરધારી તને મળશે હૃષીકેશ મુરારી તને
સખી સીંચશે સ્નેહનું વારી તને વર વલ્લભ એ વ્હાલથી વરજો

નાગરીકા— ૫

જેને જોબન (૨) નું જોર
તેના નીનડામાં ચાર કોરે કાળજડાની કોર
રસ સાગરમા નાચ નચાવે લોચનમાં રસ ઓરજ આવે
આ ગંન નવિન ઓપ ચઢાવે એકજ વાત એ ધ્યાનમાં આવે
નાવલીયો આવી નેહથી બાંધે દીલડાં કેરો દોર–જેને૦

નાગરીકા— ૬

રત્ન કુંદનનો યોગ હંસ પદ્મીની સંયોગ
એજ વર વધુનો યોગ્ય વસુદેવ નંદ એ
સોનુ ન મળે સુગંધ એથી શો ભલો સબંધ
ખીલશે કુમુદ ભોળી જોઈ કૃષ્ણચંદ્રને

શ્રીદામા—

સ્નેહે સમજાવી શ્રી ગોપાળને બોલાવી લાવું
ભામાથી ભેટાડું મારા ભાઈબંધને
વૃક્ષ વેલી મેળવીને કેળવી ગોવાળ કળા
વરાવું કુંવારી કન્યા નંદ નંદને

શ્રીકૃષ્ણ— ૭

રેન દીન મુજ તન મન બળતાં
ફોગટ ચોરી શીર પર ચઢતાં ......રેન૦
ચોર મણીનો સદ્ય શોધીને
જગને જણવું નિજ નિર્મળતા
પરમ ધરમ એ નીર્ભય ગાણી
પણ ન તજી તન આ પરહરતાં....રેન૦

સત્યભામા— ૮

મણીના ચોર એ મુરારીરે નટવર ગીરધારી
રમણી મણી રાધા મુખ ચંદ્ર ચકોર
નવલ યુવતીના નવલ યુવામણી ચોર નંદ કીશોર
નવ નીતના રમણી અધર રસના રસીયા
નંદકીશોર રમણી—
જળરે જમુનામાં અમે જળ ક્રીડા કરતાં ભાઈ
ઠાકોર આવ્યા તે ઠાર (૨)
હરી વસ્ત્ર બેઠો વટના વૃક્ષરે કપટી કાનુડો
રમણી મણી રાધા મુખ ચંદ્ર ચકોર
સંધ્યા સમય જળ જમુના હું ભરવા ગઇતી
જબરૂ કીધુ ત્યાં જોર (૨)
માટને ફોડી નીર ઢોળી બતાવ્યો તોર
રમણી મણી રાધા મુખચંદ્ર ચકોર

રાજહંસી કુંવરી હ્રુદયથી માનસવાસી મરાલ
કદી હંસણી કરશે વાયસ શીશુપાળ વીકરાળ
પ્રાણ તજીશ તેથી ઉદ્ધારી લેજો હરી સંભાળ

રૂકમીણી— ૧૧

ડુબતી નાવ છે અમારી મુરારી લેજો તારી તમે
આત્મ સખા અંતરની સમજો આપ રદય વીહારી
આપ શરણ વીણ ભવસાગરમાં કોણ ગતી છે મારી.
પોતે દીનાનાથ અને હું અબળા દીન દુઃખીયારી.
આપ ચરણ આશ્રય વીના મારી લાજ રેવી છે ભારી. ડુબતી

રતી— ૧૨

મુખડાના મીઠા છો ઠગારારે. અંતરના ખારા—
જાણ્યા મેં પુરા ધુતારા.
હાલીમ વાલી જેવા મતલબીયા મીત્ર મળ્યા છે
સંસાર સુખથી વ્હાલા અમને અળગા કર્યા છે
પનારા તમથી શુ પડયા છે રે....... અંતર.
અમે છોને ઝુરી મરીયે તમને તેની શી પરવા
ઉપરથી જુઠી પ્રીતી રાખો અમને છેતરવા
જાણ્યા સતાવો શું કરવારે......અંતર

ાગરિકા— ૧૩

વાળ્યું ગોવાળીયે વેર પીયાએ વાવ્યાં જ્યાં ત્યાં ઝેર
રડ્યાએ કરી મને જેર સખી વીના ગુનાએજે
આશા અંતરની એક હતી–સ્યાને સખી પરણાવવી હતી
પાટ સખી હું તો થતી આબો મેળવતાં
અરથી ખોઈ બાઈ બેઠી મારે ઘેર
(ભાષણ) બાઈને બાગમાં લાવવા માટે મને કે ભંભેર
પાઘડી બળ્યાના પ્રપંચમાં બાઈ નવનુ થયુ તેર
ઉછેદીયો મનનો ઉડો–મારો રોયો બહુજ ભુંડો
હત તને બેસવું પડે ઘેર.

સખીયો— ૧૪

ધરી વરમાળા હે નૃપ બાળા મંડપ મહી પધારશો.
પ્રસન્ન મનથી ચંદ્ર વદનથી સ્વયંવર મંડપને શોભાવશો
મંગળ ચરણે કોણ નૃપ વરના મંગળ મહેલ દીપાવશો
ભાગ્યશાળી કો ભૂપતીકેરા વંશના વૃક્ષને વીસ્તારશો.

ડ્રોપ.



# અંક ૨ જો.

રૂકમણી— ૧૫

મુકુટથી એ કૃષ્ણ પદ રજ છે અમુલ્ય

અવશ્ય સકળ દુઃખ મુળ

શોભા સાગર નટવર નાગર નહી કોઇ એની તુલ્ય
સહસ્ત્ર કીરણ રવી રાજ પ્રકાશે ત્યાં તારાનું શું મુલ્ય

શ્રીદામો— ૧૬

ચાલ્યું પોલ પોલ જગતમાં ચાલ્યું પોલંપોલ
કોઈ કરે નહી તોલ જગતમાં ચાલ્યું પોલંપોલ
વહેમી ભોળા ને વિશ્વાસુ વળી પુરૂષાર્થ હીન
જોશી વચન પરશ્રદ્ધા રાખી થયા વતનથી હીન
કંઈક સદા વહેવારે વળગ્યા જોશી વચન માની સત્ય
ભાગ્ય દશા માની સમજી કંઈ ખાઓ ઘરના પથ્ય

દેકતીની— ૧૭

પપૈયારે પીયુનો કહે કંઈ સંદેશ
તુજ સમ સ્વર એ મોહન વરનો લલિત ત્રીભંગી વેશ
મોર મુકટ મકરા કૃત કુંન્ડલ પીત વસન મૃદુ કેશ
કોટીક ચંદ્ર વ્રજ ચંદ્રના આગળ થાઓ સદા ક્ષીણ તેજ

રૂકમીણી—　　　　૧૮

યમુના તણા કીનારે ગોપાળ ગો ચરાવે
સંગીત સ્વર ઇશારે રાધા નીકટ બુલાવે
બંસી ધ્વની સુણીને શુદ્ધ દેહની ભુલીને
નીકળી ઘરથી રાધા ગોપાળ સાથ આવે
યમુના સરીત કુંજે શૈયા કમળ બીછાવી
શ્રીકૃષ્ણ કર કમળથી રાધા ચરણ દબાવે

રૂકમીણી　　　　૧૯

ગ્વાલન હું રાધા ગોરી ગોપાળ બન્યા ગવરી રે
જે વિશ્વના નિયંતા અજએ રૂપ કતો
ભક્ત પ્રેમ વશ પરમેશ્વર બન્યા મારા માર્ગ દર્શી
શુભ પ્રેમ પંથ બતાવો ભવ ભય હવે મીટાવો
મુજ અંધના નયન ઇશ્વર હૃદય લગાવો હરશી.

સત્યભામા—　　　　૨૦

તમારા વીરહમાં વ્હાલા મને વૈભવ અકારો છે
સુકોમળ સર્વ અંગોમાં રહ્યા છો આપ અવિનાશી
ભુલો શું દર્શ પ્યાસીને ગુનો તો શો અમારો છે

હૃદયની પાંચડી ઉઘડી સુધાનાં વહી રહયાં ઝરણાં
વૃથા તે આપ વીણુ સઘળું ઉગારવા ન કોઇ આરો છે
વિયોગે આ શરીર બાળી બની છું ભસ્મ વનમાળી
ધ્વની તે ભસ્મથી નીકળે તુંહી તુંહી જ પ્યારો છે

શ્રીદામો-ગોપી-મદન— ૨૧

હાય તને જોતાં કંઇ કંઈ થાય છે
શું કરોછો હાય
જુઓ ભાઈ પ્રપંચી આમ પીટાય છે
શું કરોછો હાય એને વાગી જશે
અરે ચુપ રાંડ ચુપ ( એને માફ કરો )
પ્રેમી પંખીડુ પુરૂ પીંખાય છે (૨) જી જી જી
લાફાથી ચામડુ ચીરાય છે
આમજો લાફાથી ચામડુ ચીરાય છે
તમે શું કરોછો હાય એને વાગી જશે
તને ખાય ખોડીયાર પડે મેંલડીનો માર
સાથે જોગણીયો ચાર
મને મારી નાખ્યો (૨) હવે ભાગ જીવ ભાગ.

રૂકમીણી—                ૨૨

હર્ષે આજ રદય ભારી જોઇ સમીપ શ્રી ગીરધારી
રજ પુષ્પ સુગંધની ગંધ વહે ચહેછે સરીતા પગ સાગરનો
વળી કોકીલ ગાન સુણાવી વદે મહીમા સુખ નટ નાગરનો
તરૂપલ્લવ ભુમી સમીર હસે હસતાં નીરખું નદીનાં ઝરણો
તૃણ અંકુર હર્ષે અતી ધરતાં રજની નીરખી હરીનાં ચરણો

ડ્રોપ.



# અંક ૩ જો.

**શ્રીકૃષ્ણ—** ૨૩

અહો હૃદયમણી તુજ વીરહે બની સ્થીતી અતી
દુઃખદાયી દેહદાયી—
શ્યામ કમળ સમ ગાત્ર સકળ મારા
કામ વીરહે થયા શ્વેત હો પ્રીય વામાં
તૃષીત ચાતક રહે નીત્ય તુજ પ્રીતી વારી

**રૂકમીણી-શ્રીકૃષ્ણ—** ૨૪

જાઓ જાઓરે કનાઇ કરી આમ શું ઠગાઈ
બોલો બોલોને બીહારી ગયા કેવા સપડાઈ. જાઓ.
તાત ભ્રાત પરીજન સહુ ત્યાગી નટવર તમપર
હરદમ રાગી
નટવર તદપી રાચો પરથી અમથી કરો જુદાઈ—જાઓ

**શ્રીકૃષ્ણ—**

માફ માફકર પ્રીય વરદારા નીશદીન સુખકર દર્શન તારાં
મન વચને કરમે તમથી રમણી રહ્યો રંગાઈ.—જાઓ.

રૂકમીણી—

શ્યામ સ્નેહ સગપણ તમ જોયાં જગ જન મનછે મીથ્યા મોહ્યાં
હરજી અરજી હૈયે ધરશો કરશો કૃપા સદાઈ—જાઓ.

મદન રતી— ૨૫

રતી સુંદરી સુજાણ હશે તુંજ રદય વ્હાણ
રસીક રમણી મન હારી મેમ પ્રાણ છો

રતી—

નાથ રાખો નીત નેહ મેહ અમીના વરસાવનારા વ્હાલા
ભવ સીંધુનુ વહાણ છો

મદન—

ધારી પત્ની વૃત ટેક કરી દીલડાંને એક

રતી—

નેક અંતરથી આપને રીઝાવશું

મદન—

આવ્યો ઠેકાણે હારી હવેથી તું એક પ્યારી

રતી—

સંગે સંસારને શોભાવશું.

સત્યભામા— ૨૬

મુકોને હાથ હે મુરારી રે હું રાજ કુવારી

કૃષ્ણ—

શાને શરમાઓ પ્રીય મારીરે જોબન મતવારી લલના છે
નવલ દુલારી

સત્યભામા—

બાળી ભોળી હું બાળા કાંઈ નવ જાણું કૃષ્ણ
સારી નહી ટેવ આ તમારીરે વીઠલ વનમાળી

નાગરીકા—

શુભ આ ચોઘડીયું સારૂ સાધન સરવે સુખકારી
લગ્ને કુંવારા કુંજ વીહારીરે આ તક છે સારી
મહેનત સફળ થાય અમારી

૨૭

.નહુર આજે શોભા છે મન લોભાય

ને સ્નેહે વર્યા રાજવર સુતા

.વ કુમારી આ સત્ય ભામા સુભગા

જય વરદા સુખદા.

શાંતિ શાંતિ શાંતિ



# જાહેર ખબર.

અમારી કંપનીનાં નીચલાં નાટકોનાં ગાયનોની ચોપડી જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કીમતે રોકડેથી અથવા વેલ્યુપેબલ પાર્સલથી મગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ. | કિંમત. | ચોપડીનું નામ. | કિંમત. |
|---|---|---|---|
| વીર-અજીત ... | ૦-૪-૦ | ન્યાયસીંહ .. | ૦-૪-૦ |
| જયાકુમારા... ... | ૦-૪-૦ | ધર્મવેન | ૦-૪-૦ |
| અહલ્યાબાઈ ... | ૦-૪-૦ | સતી-સવિતા | ૦-૬-૦ |
| સીદ્ધ સત્યન્દ્ર ... | ૦-૪-૦ | રંગતરંગ ... .. | ૦-૪-૦ |
| ચંદ્રગુપ્ત ... ... | ૦-૮-૦ | ભારતવીર ... ... | ૦-૪- |
| વીર-કેશરી... ... | ૦-૪-૦ | વીર-રાગી ... | ૦-૪- |
| સ્વયંવર ... ... | ૦-૪-૦ | મેઘ મલ્હાર .. ... | ૦-૪- |
| બભ્રુવાહન... ... | ૦-૪-૦ | | |

બચુભાઈ શીવપ્રસાદ

માલેક

**શ્રી આર્યોદય નાટક સમાજ.**